



# श्री रूपदेवजीना गरबा.



શ્રી

# रूपदेवजीना गरबा.



બનાવનાર


## કાળીદાસ દેવશંકર.

ભાદરવા ઇલાકે રેવાકાંઠાના

હાલ

ગોધરા મ્યુનિસીપાલીટીના સેક્રેટરી.



## અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે અમદાવાદ યુનાઇટેડ પ્રિન્ટીંગ અને
જનરલ એજન્સી કંપની (લિમિટેડ) ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યા.



સંવત ૧૯૩૪.

સન ૧૮૭૭,

શાકે ૧૭૯૯.

૧૦૫૫

# ખબર.

આ કાવ્ય કર્ત્તાને નામદાર રૂપદેવજી મહારાજ તરફથી સીરપાવ તથા સારી રકમ બક્ષીશ મળેલી છે અને નામદાર મહારાજ સાહિબના સગા ભાદરેવા દરબારના પાટવી કુમારશ્રી ફતેસીંધજી તથા કુમાર શ્રી અમરસીંધજી આ બંને સાહેબોએ કાવ્ય કર્ત્તાને એક એક પાઘડી ભારે કીમતની બક્ષીસ આપીછે.



नेक नामदार श्रीमंत सरकार महा-
राजा धीराज माहाराणाजी श्री रूपदेवजी
महाराज स्वस्थान कील्ले आनंदावली उ-
रफे आली राजपुर नामदार साहेब.

आपनो प्रजा परनो प्यार तेम विद्वानोनी कदरना जाण वळी राजामां जे जे गुण जोईए ते गुणोथी भरपुर तेम आप नामदारनो महारा परनो प्यार तेम महारी संभाळ वास्ते हमेश आपना रूडा वीचार अने महारी बनावेली कविता वांचवा उपर आपनी प्रीति ए सर्वे कारणोने लीधे आ नहानुं सरखुं पुस्तक आपनेज अरपण करवुं ए हुं दुरस्त धारूछुं माटे अंगीकार करशो.

मुकाम कस्बे गोधरा.
मागसर शुदी ६ संवत १९३४
रवीवार ता. ९ डीसेम्बर १८७७

आप नामदारनो
तावेदार
काळीदास देवशंकर.

# પ્રસ્તાવના.

હું ભાદરવા ઇલાકે રેવાકાંઠાનો રહેનારછું ને સ્વસ્થાન ભાદરવાના રાણા સાહેબ શ્રી સરદારસંગજીનાં બાઇજી શ્રી હીમત કુંવેરબા સાહેબ માળવા પ્રાંતના ભોપાવર એજન્સી તાબામાં આવેલા સ્વસ્થાન કીદલે આનંદાવલી ઉરફે આલીરાજપુરના મરહુમ મહારાજ ગંગદેવજી મહારાજ સાથે પરણેલાં હોવાથી ભાદરવા દરબારના માણસો ત્યાં જાય આવે અને ત્યાંના માણસો બાદરવે આવે જાય તેમનાં મોઢાથી ત્યાના મહારાજ રૂપદેવજીનાં વખાણ અતિશય મહારા સાંભળવામાં આવતાં તે ઉપરથી મહારા મનને ઘણા દિવસથી વીચાર હતો કે આ નામાંકિત રાજાને તેમ તેમના રાજ્યને અવશ્ય કરીને જોવું જોઇએ, તેમ ધારી ગયા એપ્રિલ માસમાં ત્યાં જવા સારૂ સરકાર નોકરી પરથી માસ દોઢની રજા લીધી. બાદ વિચાર કરચો કે હવે રાજપુર જવું પણ એટલામાં એવી ખબર સાંભળી કે, નામદાર રૂપદેવજી મહારાજ મુંબાઇ, સુરત, અમદાવાદ, દવારકાં તથા ડાકોર વિગેરે ઠેકાણે જવા સારૂ મુસાફરી કરવા નીકળ્યાછે. ને થોડા દિવસમાં ડાકોર આવશે. તેમ જાણી રાજપુર જવાનો વિચાર બંધ રાખ્યો. પછાડીથી મહારાજ ડાકોર પધારેલા ત્યારે હું ડાકોર ગયો, અને નામદાર રૂપદેવજી મહારાજની મુલાકાત લીધી તો અગાડી બીજા માણસોને મોઢે હું તેમની જે તારીફ સાંભળતો હતો તે કરતાં વિશેષ મહારા જોવામાં આવ્યું. આ વખત મેહરે મહારાજ સાથે પ્રથમની મુલાકાત હતી.

આ મુલાકાતમાં દસ દિવસ સુધી હું ડાકોર મુકામે મહારાજની હજુરમાં રહ્યો, બાદ મહારાજ મુંબાઇ પધારચા, ને હું મહારે ઠેકાણે ચાલ્યો ગયો. બાદ એજ મુસાફરીમાં મહારાજ સાહેબે આશરે માસ દોઢ સુધી ભરૂચ તાલુકાના ઝણોર નામના ગામમાં મુકામ રાખ્યો હતો, તે મુકામથી મહારાજના બે ત્રણ કાગળો મહારાપર આવ્યાથી થોડા દિવસની રજા લેઇને ઝણોર ગયો ત્યાં પણ મહારાજે મને અતીશય મેહેરબાની બતાવી રાજપુર આવવા માટે ઘણો આગ્રહ બતાવ્યો. આ ઉપરથી મહારાજ સાહેબના ઘણાએક સદ્ગુણો તથા રાજામાં જે જે ગુણો જોઇએ તે તમામ મહારા જોવામાં આવ્યા, અને મહારા મનને નક્કી થયું કે આ રાજાને તેમના નામાંકીત રાજ તેમ ઉદારતા વિગેરે ગુણોને લીધે તમામ દેશના લોકો જાણેછે તોપણ મારે તેમની કંઇ પણ શેવા બજાવવી જોઇએ, તેથી મહારા મનમાં તેમના વિશે જે જે વિચાર જણાઇ આવ્યા તે કવિતામાં લખી આ નહાનું સરખું પુસ્તક બહાર પાડ્યુંછે. મને મહારાજની દરેક મુલાકાત વખતે તેમના તરફથી સારી સારી રકમો બક્ષીસ દાખલ મળેલીછે.

હું કવિ નથી, કવિનો ધંધો કરતો નથી તોપણ મને કવીતાઓ બનાવવાનો શોખછે ને ફુરસદના વખતમાં આ કવિતાઓ બનાવીછે તેથી વખતે મહારી કવીતામાં ભુલ પણ હોય માટે વાંચનાર વિદ્વાનોએ ક્ષમા કરવી.

મુકામ કસબે ગોધરા. } કર્તા.
તા. ૯ ડીસેંબર સને ૧૮૭૭ } કાળીદાસ દેવશંકર.

---

# શ્રી રૂપદેવજીના ગરબા.

**કાવ્ય કર્ત્તાએ મહારાજાની પ્રથમ મુલાકાતનું બનાવેલું.**

**કવિત મનહરછંદ. (૧)**

ધન્ય રાજપુર ગામ, રંગ રૂપદેવ નામ;
જે કરૂ હું તો સલામ, એમ હમે ધારીયો. ॥૧॥
રાજ્ય છે અમુલ્ય એક, રૂપદેવ રત્ન છેક;
જ્યાં ભર્યા રહે વિવેક, હરખે હું આવિયો. ॥૨॥
રત્ન પાસ રંગ રાગ, જે કર્યો જુહાર લાગ;
ધન્ય ધન્ય મુજ ભાગ, સુભદીન આવીયો. ॥૩॥
મહીકાઠે મારો વાસ, મારૂ નામ કાળીદાસ;
આવ્યો મહારાજ પાસ, આનંદ મચાવીયો. ॥૪॥

---

**લાવણી. (૨)**

આશ લગાકે નીરાશ કીયા મે એસા દગા નહી દેનાથા;
ચમક ચમક કર ઉઠતી નીદમે, જરા તો મીલકે જાનાથા. એરાગ.
રાજા રૂપદેવ છતરપતી, જેસા નથ બીચ મોતીદાના;
ચારખુંટમાં નામ જીનુકા, રાજપુરકા મહારાના;
રાજ જીનુકા દેખો મે યારો, આનંદાવલીકા હે કીલ્લા;
ઉરકે નામસે સભી પીછાને, આલી રાજપુરકા જીલ્લા;

ક્ષત્રી કુલ મહારાજ કેલાવે, રાજપુત સાચી જાયા;
રાઠોડાં કે રાજ મુલુકમેં, સુરજ બંશમેં સવાયા;
અચલ રાજહે અવીચલ રાજા, સચ્ચી બાતમે સેલાની;
રૂપદેવકી છબ હે ન્યારી; આપ મંડે હે દીવાની;
દેહી રંગ કુમ કુમ સરીખા, રૂપખુદાને ખૂબ દીયા;
રૂપ રંગ સબ અજબ તરેકા, રૂપ નામ પ્રમાન કીયા;
દેવ અંશ અવતાર જીનુકા, દેવ લોકસે એ આયા;
રૂપ ગુણ ચાતુરી અજબ હે, સબી સુખ અલખત માયા;
દીલ બડા દરીયાવ દેખલો, દુસરા કોઈ નહી હોનેકા;
અજબ રાજા રૂપદેવ ફાંકડા, દુનીયાં બીચમે જોનેકા;
ધરમ ધોરીનધર ધરમ સરીખા, દયા રખતે હે દીલદાના;
ચારખુંટમેં નામ જીનુકા, રાજપુરકા મહારાના. રાજા૦॥૨॥
જરી કોરકી ધોતી પેનતે, અંગા ભરગચ્ચી વાલા;
બતી બાંધતે પઘડી શીરપેં, ઓર ઓઢતે દોશાલા;
કડાં કંઠીયો વેઢ વીંટીયો, સોનેકા ટોડા ડાલા;
મોતી કંઠા ગલે શોભતા, ખુબ બને આલીવાલા;
ચંદ્રરૂપ કપાલ શોભતા, ખુબ ખુદાને રૂપ દીયા;
†જસવતસીંહકા નામ બઢાયા, સુરજ બંસકુ સફલ કીયા;
ગાદીપતી મહારાજ કેલાવે, રામ સરીખે હે રાજા;

---

† જસવતસીંહજી મહારાજ તે નામદાર રૂપદેવજી મહારાજના પોતા થાય.

ખુબ આબરૂ ચારખુંટમાં, રૂપદેવ હે મહારાજા;
ચાલ ચલત હે કેશરી માફક, સુરાપનમે હે સુરા;
સબી સાજ હથીયાર બાંધતે, દુશમનકા કરતે ચુરા;
શીરોઈ એઈ તલવાર બાંધતે, કમરસેં મોતીવાલા;
અપને હાથમે રખે તમનચા, ઓર દુજા ભમર ભાલા;
ઓર કટારા પેચ કબજ, સબ રખતે હે સબીશાના;
ચારખુંટમાં નામ જીનુકા, રાજપુરકા માહારાના. રાજા૦॥૨॥
છલબલ ઘોડે કરત સવારી, છનાછનીસે ઉડવાતા;
રંગ રંગ સબ આલમ કહેતી, બોત સબી મન હરખાતા;
મેના ઓર તાવદાન સવારી, મન ચાહે સો એ કરતા;
રૂપદેવકી છબ હે ન્યારી, દીલ મગનમેં એ ફીરતા;
બગીમેં મહારાજ બૈઠતે, ઓર સવારી હાથીકી;
દીલ ચાહે સો કરે સવારી, રંગ મઝા એ ગાદીકી;
રાજ સ્વતંતર રાજપુરકા, અધીકાર જીનકા ભારી;
માહારાણીસેં માન મીલતે હે, નવ તોપો જીનકુ ન્યારી;
મહારાજ સાહેબકી દેખો કચેરી, મુખમલકા ગાદી તકીયા;
ઓર ગલીચે ભારે દરકે, રંગ કચેરી અજબ કીયા;
કંડીલમે રૂસનાઈ બની હે, દેવ કચેરી અજબ બની;
ક્યા તારીફ કહું એઈ જગાકી, મેરેસે નહી જાય છની;
બીલોર તકતા ઝક મચા દીઈ, ઝમરખ ઓર અબરખ પાના;
ચારખુંટમાં નામ જીનુકા, રાજપુરકા મહારાના. રાજા૦॥૩॥
ગાદીપર મહારાજ બૈઠતે, ખુબ મગનમાં મહારાના;

દીવાન જીનકા વંકટરાવ હે, રાવ બહાદુર-દીલદાના ;
ભગવાનભાઈ ઓર ગોવરધનભાઈ, મહાશંકર મીજલસ વાલે;
અનોપરામ ઓર એવજ મીયાં, કાલીખાં સીર નોબત વાલે;
દીલ મુરાદ પત અકલ બાજહે, નુર મહંમદ ખાંકિ પ્યારે ;
રાજાકા દીલ સબકે ઉપર, મહંમદખાં એ દીલદારે;
મીજલસમેં તે સબી દેખલો, ફતેઅલી જમાદારે ;
નીમકકે હક ખુબ બજાતે, બડે બડે સબ સીરદારે ;
ઓર સબી ઉમરાવ દેખલો, મીજલસમે બેઠે જાદા ;
ખડે ખડે ચોપદાર બોલતે, ખમા ખમા દૌલત જાદા ;
મીર ગવઇએ કરત રાગણી, નરઘેપેં પડતા ધૌંસા ;
નરત નાયકા કરે મઝાસે, સારંગી બજતી બૈંસા ;
કાલીદાસને છંદ બનાયા, અમર સાહિબી રાજમણી ;
રૂપદેવ તુમ રહો સલામત, રાજપુરકે રાજધણી ;
ઈંદ્ર કચેરી ઈંદર ઘરસેં, ચલી આઈ ન્યાં દીલજાના ;
ચારખુંટમાં નામ જીનુકા, રાજપુરકા માહારાના ;
રાજા રૂપદેવ છતરપતી, જૈસા નથ બીચ મોતીદાના ;
ચાર ખુંટમાં નામ જીનુકા, રાજપુરકા માહારાના. ॥૪॥

---

ગરબી. (૩)

સાર સારરે સુરત શેહેર મુંબઇ અલબેલી. એ રાગ.

ધન્ય ધન્ય રૂપદેવ મહારાજ નામ એક અલબેલું. ટેક.

છતરપતી મહારાજ તમેછો, રાજન રાજ નરેશરે;

રાજપુર કેરા છતરપતી તમે, દીસો જોબન વેશ. નામ. ૧
કંચન સરીખી કાયા તમારી, જાણે કરણ તણો અવતારરે;
ધરમ ધોરીનઘર ભાગ્ય તમારૂ, મુખ તેજતણો અંબાર. નામ.૨
માથે મંડીલ બાંધીયું ને, સીરપેંચ તો છે જડાવરે;
મોતન તોરો ઓશીપો શીરે, મુગટ તે હીરે જડાવ. નામ. ૩
દશે આંગળીએ વીંટીયો ને, બાલ લટકમાં ચાલરે;
ધન્ય રાજપુરના છતરપતી, તમે અકલનારે વિશાળ. નામ. ૪
કુળવંત રાજા કુળવંત રાણી,રાજમાં કુળ આચારરે;
ક્ષત્રી વટમાં સુરાપુરા, ધન્ય તમારો અવતાર. નામ. ૫
મોટુ રાજને મોટી આજ્ઞા, મોટી રાઠોડ જાતરે;
હીંદુપતીનો વંશ તમારો, કહેવાની શી વાત. નામ. ૬
મહાકાળી પ્રતાપે તમારે, સરવે લીલા લહેરરે;
શ્રીજી કેરી મહેર તમો પર, રૂડું રાજપુર શેહેર. નામ. ૭
ગુણ તમારા શા શા ગાઇએ, રૂપ અને સઉ બાસરે;
વરણુવતાં તે પાર ન આવે, કહેછે કાળીદાસ. નામ. ૮

---

ગરબી. (૪) રાગ ઉપર પ્રમાણે.

સારૂ સારૂરે રાઠોડાનું રાજ રૂપદેવ રૂપાળા. ટેક.
રાજપુર રૂડુ રાજ રંગીલું, રંગીલા મહારાજરે;
રૂપદેવ રાજા જોવા સરીખા, આ કળજુગમાં આજ. રૂપ. ૧
મુખ તમારૂ જોઇને અમને, હરશ ઘણેરો થાયરે;
ગુણ વરણુવતાં પાર ના આવે, એક અમારી જીભપાય. રૂપ.૨
સીતળતામાં શશી બરોબર, તેજ જાણે રવિ રાજરે;

બોતેર કુળામાં સુરાપુરા, ચૌદ વિદ્યાના જહાજ. રૂપ. ૩
નામ તમારૂં રૂપદેવ સાચુ, રૂપ દીસે ભરપુરરે;
ધન્ય જનુનીને જનમ દીયોછે, બીજો ઉગ્યો સુર. રૂપ. ૪
ગૌ બ્રાહ્મણ પતીપાળ તમેછો, સદા ગરીબની વહારરે;
જેણે જોયા નહી આ મહારાજા, અફળ ગયો અવતાર. રૂપ. ૫
બહુ રજવાડાં મેંતો જોયાં, ફરી ફરી દેશ વિદેશરે;
પણ આ જેવા કંઇના જોયા, રૂપદેવ રાજા એશ. રૂપ. ૬
દાંન જેનાંછે કરણ સરીખાં, પુન્યની બાંધી પાળરે;
દાતારીમાં આવો રાજા, બીજો મળે નહી હાલ. રૂપ. ૭
પરદુઃખ ભંજન વીક્રમ જેવા, રૂપદેવછે મહારાજરે;
ઘણા જનોનાં દુઃખડાં ટાળ્યાં, રાખી ઘણાની લાજ. રૂપ. ૮
સુરજવંશમાં જનમ ધરીને, રૂપદેવ ધાર્યું નામરે;
જનુનીએ તો દેવ જનમીયા, દેવ સરખાં કીધાં કામ. રૂપ. ૯
ધરમ ધોરીનધર રૂપદેવ રાજા, શાં શાં કરૂ વખાણરે;
ગુણ ગણતાં તે ભુલો પડુંછું, પાર ના આવે પ્રમાણ. રૂપ.૧૦
સારા સજન પાસે રહેછે, વંકટરાવ દીવાનરે;
અકલમાં તે બાકી મળે નહી, ગુણે ભરયા ગુણવાન. રૂપ.૧૧
ખાંનગીમાં તે ગોવરધનછે, ઓર બીજા ઉમરાવરે;
ફતેઅલી પણ ફતે બતાવે, ગુણ ભરયા ગરકાવ. રૂપ. ૧૨
શાણા સજન રાજ જીનાએ, હાજર રહે હજુરરે;
કાળીદાસની આશીશ એવી, આપ રહો ભરપુર. રૂપ. ૧૩

---

## ગરબી. (૫)

કઠણ થયા માધવ મથુરાં જઇ, ફાગળે ના લખીયો કટકોરે. એ રાગ.
ધન્ય, ધન્ય, ધન્ય, ધન્ય, રૂપદેવ તમને, સદાય સુખના સાતારે;
જે માણસ આવે તમ શરણે, પ્રેમ તણો રસ પાતારે. ધન્ય. ૧
એક અનોપમ રાજ બિરાજે, રાજા કહીએ રૂપદેવરે;
સર્વ પ્રજાને સુખમાં રાખે, દુઃખ હરે તતખેવરે. ધન્ય ધન્ય. ૨
ન્યાઇ ને ઇનસાફી પોતે, સરવ સમોવડ જાણેરે;
અમન ચમનમાં દીવસ ગુજારે, મન માન્યું સુખ માણેરે. ધન્ય. ૩
મેઘ સમાને નથી કોઇ રાજા, સરવે જગત કરે રાજીરે;
જો વરસાદ ન હોય કદાપી, સરવ જગત મરે દાઝીરે. ધન્ય. ૪
તેમ પ્રજાને આપ રખાછો. મેઘ સમાને ગાજીરે;
અમરૂતરૂપી જળ વરસાવી, સર્વ પ્રજા કરો રાજીરે. ધન્ય. ૫
પુરવજનમ મહા મહા તપ કીધું, તમ સરખા મળ્યા રાજારે;
દીલ દરીયાફ દયાળુ પોતે, મુલક મુલકમાં માઝારે. ધન્ય. ૬
જેવા જોઇએ ગુણ રાજામાં, બાહુ તણાછો બળીયારે;
દાંન દયા ને સુર ક્ષમા સો, તમમાં આવી ઠરીયારે. ધન્ય. ૭
જેવા ગુણીએલ રાજા પોતે, તેવા મંત્રી શોભેરે;
ભૂતળમાં નહી જોડી એવી, જોવાને મન લોભેરે. ધન્ય. ૮
દીન પ્રત્યે જેમ ચંદ્ર વધેછે, સુકલપક્ષની નીશેરે;
એવી રીતે રાજ તમારૂ, વધજો દીન ને નીશેરે. ધન્ય ધન્ય. ૯
દુષ્ટ તણો સંહાર કરોછો, ગરીબ કેરી વહારરે;
રૈયતના સુખ કારણ માટે, પ્રગટ્યા આ સરદારરે. ધન્ય. ૧૦

ઇશ્વરને તે અરજ કરીને, માગુ એટલી મહેરરે;
રાજ તમારૂ અમર રેજો, સદાય લીલા લહેરરે. ધન્ય ધન્ય. ૧૧
તમ ઉપર હું જાઉ બલીહારી, મુખડાં જોઇ થઉ નીહાલરે;
કાળીદાસ તો અરજ્ય કરેછે, જોઇ પ્રજા પર પ્યારરે. ધન્ય. ૧૨

---

ગરબી (૬)

રઘુપતીરામ રૂદેમાં રહેજોરે, એ રાગ.

રૂપદેવજી તે સરખા રાજા રે,
જગમાંહી નથી એવા જાઝા રે;
દુર દેશ લગી જેની માઝા. રૂડા રૂપદેવજી મહારાજારે. ટેક ૧
ધન્ય રાજપુર અલૌકીક પુરી રે,
જેની શોભા નથી કાંઇ અધુરી રે;
વસે વસ્તી અરધ્ધિ પુરી, રૂડા રૂપદેવજી મહારાજા રે. ૨
રાજપુરમાં રાજાજી તે રહેછે રે,
પ્રજા સરવે તે આશીશ દેછે રે;
રાજ ઘણું રે જીવો એમ કહેછે, રૂડા રૂપદેવજી મહારાજારે. ૩
શીર ઉપર કેશરીયારે પાઘો રે,
રૂડો જામો પચરંગી વાઘો રે;
કુશળી ધોતી રે જોડો મુલે આઘો, રૂડા રૂપદેવજી મ૦ ૪
કંઠે મુકતાફળ કેરી માળા રે,
સોને ગાંઠી માંહી પરવાળા રે;

ધન્ય પેહેરી રાજપુર વાળા, રૂડા રૂપદેવજી મહા૦ ૫
હાથે હીમ કડાંનો જોડો રે,
પગમાં સોના કેરો ટોડો રે;
બેસવાને છલ બલીયો છે ઘોડો, રૂડા રૂપદેવજી મહા૦ ૬
ગગને પુરણ ચંદ્ર પ્રકાશે રે,
સુર્ય તેજ દીસેછે આકાશે રે;
તેવા મહારાજ તણોરે પ્રકાશે, રૂડા રૂપદેવજી મહા૦ ૭
સુર્ય દેખી કમળ જેમ હરખે રે,
તેમ સરવે મહારાજાને નરખે રે;
નરખી નરખી અતીશે હરખે, રૂડા રૂપદેવજી મહા૦ ૮
સુરજવંશ રૂપદેવ રાજા કળીયા રે,
રાજ વીદ્યા તે ભરપુર ભણીયા રે;
રાણીજાયારે પોતે બહુ બળીયા, રૂડા રૂપદેવજી મહા૦ ૯
હાથી સેના પાલખીને ઘોડા રે,
સારો સાજ ને હીમ અછોડા રે;
હાથી ઉપર જરીયાન હોડા, રૂડા રૂપદેવજી મહા૦ ૧૦
બેસે રૂપદેવ સોના અંબાડી રે,
કોઇને ઘોડા ને કોઇને ગાડી રે;
શોભા દેખુ હું દહાડી દહાડી, રૂડા રૂપદેવજી મહા૦ ૧૧
કાળીદાસે તે ગરબી ગાઇ રે,
એમને ખુશ રખો અંબા આઇ રે;
એમની રક્ષા કરો મોરી માઇ. રૂડા રૂપદેવજી મહા૦ ૧૨

---

## ગરબી. ( ૭ )

વાલે મુને વશ કીધી વ્રજરાજ, વાલમ તારા વાલમારે લોલ.
એ રાગ.

હુંતો કરગરી લાગુ પાયકે, કમળા કાન્તનેરે લોલ;
જેછે પરીપુરણ ભગવાન કે, દુઃખ હરશામનેરે લોલ. ૧
હુંતો માગુ ના કાંઇ બીજુ કે, માગુ એટલુંરે લોલ;
હમારા મનના પુરા કોડ કે, આપો તેટલુંરે લોલ. ૨
રાજપુર રૂડુ રાજ છે, માળવા દેશમાંરે લોલ;
રાણો રાજ કરે રૂડી રીત કે, જોબન વેશમારે લોલ. ૩
જેનું રૂપદેવ રૂડું નામ કે, શોભા તેની બહુ બણીરે લોલ;
શોભા કહેતાં ના આવે પાર કે, કુંદનમાં મણીરે લોલ. ૪
તેને સદાય સુખમાં રાખ કે, દુખડાં દુર કરીરે લોલ;
એની એવી કરજે સહાય કે, દુશમન જાએ મરીરે લોલ. ૫
એના મુગટ તણું દીનાનાથ, તું તેજ વધારજેરે લોલ;
એના જે જે શત્રુ હોય, તેને સંહારજેરે લોલ. ૬
લવલેશ નથી દેખાતી કશુર, જેના કાજમાંરે લોલ;
સુખ સાતાને છે સફાઈ, સદા એના રાજમાંરે લોલ. ૭
ઇશ્વર તુંછે દીન દયાળુ કે, સુખ સઉ આપવારે લોલ;
અમારા રૂપાળા રૂપદેવને, કુંવર બે આપવારે લોલ. ૮
એના રાજ તણો વીસ્તાર તું, નીત્ય વધારજેરે લોલ;
એના મનના પુરી કોડ, કારજ તું સારજેરે લોલ. ૯
પ્રભુ તું અમર તણું સુખ આપકે, રૂપદેવ રાયનેરે લોલ.

પ્રભુ તું સદાય સુખમા રાખ કે, એમની કાયનેરે લોલ; ૧૦
એછે પ્રજા તણા પ્રતીપાળકે, દ્રઢ મન રાખજેરે લોલ;
કોઇ દીન એમને સંકટ આવેતો, દુર કરી નાખજેરે લોલ. ૧૧
એને અખુટે નાણું આપકે, કોઇ દીન ખુટે નહીરે લોલ;
પ્રજા ઉપર કરાવજે પ્રીતકે, કોઇ દીન તુટે નહીરે લોલ. ૧૨
હય રથ ઘોડા ને બહુ લાહાવ, સદા તું આપજેરે લોલ;
જેને દેખી એના શત્રુ, સદાએ ત્રાસસેરે લોલ. ૧૩
હુંતો છેલે છેલું કહુછું, તને જગપાળજેરે લોલ;
નીશદીન ખુશબખતોમાં રાખકે, રૂપદેવ રાજનેરે લોલ. ૧૪
કાળીદાસ કરગરી કહેછે, ત્રીકમજી તનેરે લોલ;
આવા ગુણીએલ રાજા નીતે, મળવજે મનેરે લોલ. ૧૫

---

## ગરબી. ( ૮ )

નામદાર રૂપદેવજી મહારાજ. મુંબઇ વિગરે તરફ મુસાફરીમાં હતા તે વખત પ્રજાના મનનો ઉભરો.

શીકહુ વાત તારા શામની ઓધવજી. એ રાગ.

સદા રહો સુખ ચેનમાં, રૂપદેવજી;
ઘેર વેહેલા પધારો પ્રથીનાથ રે, મન હમારૂ મોહ્યુંરે રૂ૦ ૧
શાને કાજે પ્રભુ તેં આગીયો, રૂપદેવજી;
આવા ગુણીયલ રાજાથી વિજોગ રે, મન હમારૂ મોહ્યુંરે રૂ૦ ૨
ઘેર આવીને રાજ વરણાગીયા, રૂપદેવજી;
અમારા મનડામાં મોટી છે હામ રે, મન હમારૂ મોહ્યુંરે રૂ૦ ૩

હવે તો દીવસ ઝાઝા થયા, રૂપદેવજી;
હવે મળવાને મન લલચાય રે, મન હમારૂ મોહ્યુંરે રૂ૦ ૪
જમતાં ભોજન નથી ભાવતાં, રૂપદેવજી;
નીંદ્રા ન આવે કરે સેનરે, મન હમારૂ મોહ્યુંરે રૂ૦ ૫
પાંખ નથી અમારા પંડમાં, રૂપદેવજી;
ઊડી મળીએ આવી મહારાજ રે, મન હમારૂ મોહ્યુંરે રૂ૦ ૬
ચન્દ્ર વીના જેવી રાત રે, રૂપદેવજી;
દીપક વિના જેવું ધામ રે, મન હમારૂ મોહ્યુંરે રૂ૦ ૭
જળ વિના જેવાં માછલાં, રૂપદેવજી;
તેનો તડફ તડફ જીવ જાય રે, મન હમારૂ મોહ્યુંરે રૂ૦ ૮
પાણી વિના જેવાં ઝાડવાં, રૂપદેવજી;
રૂપદેવજી વિના અમારી કાય રે, મન હમારૂ મોહ્યુંરે રૂ૦ ૯
છોટા છોડો ને પાણી સીંચીએ, રૂપદેવજી;
ત્યારે આનંદથી વધી જાય રે, મન હમારૂ મોહ્યુંરે રૂ૦ ૧૦
તમ દરશણ રૂપી જળ છાંટશો, રૂપદેવજી;
અમારી દેહી પ્રફુલ્લીત થાય રે, મન હમારૂ મોહ્યુંરે રૂ૦ ૧૧
કમળ ફુલે સુર્ય જોઇને, રૂપદેવજી;
ચંદ્ર જોઈ હરખે છે ચકોર રે, મન હમારૂ મોહ્યુંરે રૂ૦ ૧૨
હમારે તો સુર્ય ચંદ્ર આપછો, રૂપદેવજી;
તમ દરશણના અમે ઘણા પ્યાસ રે, મન હમારૂ મોહ્યુંરે રૂ૦ ૧૩
કૃપા કરીને દરશણ આપશો, રૂપદેવજી;
ત્યારે તન મનથી થઇશુ અમે નીહાલ રે, મન હમારૂ મો૦ ૧૪

કાળીદાસ મનડા માંયરે, રુપદેવજી;
પળપળે જપેછે તમ નામ રે, મન હમારૂ મોહ્યુંરે રુ૦ ૧૫

---

## ઠુમરી. ( ૯ )

અપને શાહાજાદે આલમ કે લીએ.
જંગલ રાના સબ ઢુંડ ફીરી. જંગલ રાના સબ ઢૂંડ ફીરી.
એ રાગ.

મન મોહ લીયો બાકે રાજા.
રુપદેવ સદા મતવાલેને, મન મોહલીયો બાકે રાજા.
રુપદેવ. ટેક. ૧

શીર ઝુક રહી બાંકી પઘીયાં,
ઉર મોતન માલ બીરાજ રહી; રુપદેવ સદા. ૨
ક્યા ચાલ ચલે લટકી ચટકી,
દોશાલા કશબી ફટક રહે; રુપદેવ સદા. ૩
સમશેર સદા રખતે કરમે,
મુખડુંસે બાત કરે મીઠી; રુપદેવ સદા. ૪
ક્યા તારીફ કહુ એહ રાજાકી,
કોઇ ઇંદ્ર બને દુસરે રાજા; રુપદેવ સદા. ૫
બજતે બાજા હોતે ગાને,
કુંઇ ઇંદ્રપુરી જૈસા લગતા; રુપદેવ સદા. ૬
એહ રાજા હે દીલકા દાના,
ઓર ગ્યાની હે અપને મનમેં; રુપદેવ સદા. ૭

હકુતાલા તુમકુ ખુશ રખે,
રાજનકા જોર બઢાય દીઓ; રૂપદેવ સદા. ૮
કાલીદાસ કે દીલમેં બસ ગઈ,
રૂપદેવનકી બાંકી છબીયાં; રૂપદેવ સદા. ૯

---

ગજલ. ( ૧૦ )

હે બડે કોન રાજ આલી રાજપુરકા,
રાજા હે રૂપદેવ ભરપુર સુરકા; હે બડા કોઈ રાજ. ૧
ક્યા મઝા ઉસરાજકી, જાતા નહી કહ્યા;
ખમા ખમા સબ બોલતે, સબ રંગ હે નયા. હે બડા. ૨
દયા હે ભરપુર, રાજા રૂપદેવકુ;
કરતે હે દીલસે અરજ, અપને ઇષ્ટ દેવકુ. હે બડા. ૩
ધરમીકે જીવન હાર હે, પાપીકો લેવે પ્રાન;
ગુણીઅેલકી ગણના કરે, રખતે હે ઇસકા માન. હે બડા. ૪
આબાદ ખોદા રખે, બહાદુર રાજકુ;
બટ્ટો ન લગે, આપકી ખુશબખ્ત લાજ કુ. હે બડા. ૫

---

રાગ હોરી. ( ૧૧ )

સાંવરા મત ડારો પીચકારી. એ રાગ.

રૂપદેવ સદા મતવાલા.
લચક લચક તુમ ચાલ ચલત હો બાંકી અદાસે રૂપાલા.

મુલુકુ બીચ તમ હો મહારાજા, ધન્ય ધન્ય રાજપુર વાલા;
સદા ખુશ રખે હકતાલા, રૂપદેવ સદા મતબાલા. ટેક.

રૂપદેવ રાજા રૂપે રંગીલા, મુખકુછે લાલ ગુલાલે;
કેશરી રંગની પાઘ ઝોકાવી, કેશરી તીલક કપાલે;
કેશરી રંગ ઝાકજમાલે, રૂપદેવ સદા મતબાલા. ૧

સોના કેરી પીચકારી હાથમે, કેશરી રંગ ઉડાવે;
ફાગુન કે દીન રંગ ખેલતહે, સંગે અમીર ઉમરાવે;
શોભા એનો ખુબ બતાવે, રૂપદેવ સદા મતબાલા. ૨

મીર ગવઇએ ફાગુન ગાવે, ઢોલ મરદંગ બજાવે;
ડફડફીનો ધુમ મચતહે, શોભા કહી નવ જાવે;
ખુબી જ્યાકી ખુબ બતાવે. રૂપદેવ સદા મતબાલા. ૩

---

## લાવણી ( ૧૨ )

નામદાર મહારાજા સાહેબના દીવાન રાવબહાદુર.
વેંકટરાવ વિશેની ગરબી.

સહીઅર શીદને વળાવે મને સાસરે જો. એ રાગ.

રાવ બહાદુર દીવાન વેંકટરાવછે જો;
સદગુણી શાણાએ ઉમરાવછે જો, રાવ બહાદુર દીવાન૦ ૧

રૂડું રાજ તે દીસે છે રાજપુરનું જો;
રાજા રૂપદેવ મહારાજ બહાદુરનું જો. રાવ બહાદુર દી૦ ૨

તેમના દીવાન વંકટરાવછે જો;
ખાન દાનને દીલ ઉમરાવછે જો. રાવ બહાદુર દી૦ ૩

જેમ કુંદન મધે હીરો જડ્યો જો;
તેમ રાજમાં પ્રધાન એ પોતે વડો જો. રાવ બહાદુર દી૦ ૪

અકબર પાસે ટોડરમલ પ્રતીનીધી જો;
તેમ વંકટ રૂપદેવ પાસે અધી જો. રાવ બહાદુર દી૦ ૫

રાવ બહાદુર એ પદ ભરપુરથી જો;
પદ પામ્યા ઈંગ્લીશ બહાદુરથી જો. રાવ બહાદુર દી૦ ૬

ઈનિસાફી અકલમાં નહી મણા જો;
દયા દાંનમાં દીશે પોતે ઘણા જો. રાવ બહાદુર દી૦ ૭

પોતે નીરમળ અને સાફ દીલના જો;
અદલ ન્યાય કરે પ્રજા અશીલના જો. રાવ બહાદુર દી૦ ૮

ખટપટીયા તે જેજે ભાળીયા જો;
તેવા લુચ્ચા લબાડીને ટાળીયા જો. રાવ બહાદુર દી૦ ૯

મહારાજે અદાલતો અહીં કરી જો;
તેમાં વંકટરાવે મદદ કરી જો. રાવ બહાદુર દી૦૧૦

રાજા સમક્ષ ઈનિસાફ તે આદરે જો;
ફોજદારી દીવાની પર દીલ ધરે જો, રાવ બહાદુર દી૦૧૧

મુલકી ઉપર ધોરણ સઉરાજનું જો;
દીલ દીવાન અને મહારાજનું જો. રાવ બહાદુર દી૦૧૨

સમાધાનીમાં લોક આ રાજના જો;
હુંશીઆર દીવાન મહારાજના જો. રાવ બહાદુર દી૦૧૩

